ओ ३ म् आर्योजयतु.

# ગોપુકાર.

તૃતીયાવૃત્તી. ૨૦૦૦ પ્રત.



છપાવી પ્રસિદ્ધ કરનાર

સુરત—આર્યધર્મ પુસ્તક પ્રસારક મંડલી.

અમદાવાદ ધીકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત ૧૯૪૬. સને ૧૮૯૦.

કિમ્મત ૩ પઈ

# વિજ્ઞપ્તિ.

સર્વ સદગૃહસ્થોને વિનતી પૂર્વક વિદિત કરવામાં આવેછે કે આ મંડળીને પરમાર્થી પુરૂષોએ પુન્યનું કામ જાણી, ધર્માભિમાની ગૃહસ્થે ધર્મનું કાર્ય જાણી, દેશાભિમાની મહાત્માએ દેશોન્નતિનું કામ જાણી અને વિદ્વાનોએ વિદ્યાવૃદ્ધિનું કાર્ય જાણી પોતાના તન, મન, ધનથી સહાયીભૂત થવું. જ્યાં સુધી આપણા દેશીબાંધવોમાં નિ-રપક્ષપાત ન્યાયયુક્ત વિદ્યા વૃદ્ધિના પુસ્તકો વાંચવાનો શોખ વૃદ્ધિ નહીં પામે ત્યાં સુધી દેશનો પુનરૂદ્ધાર જોવાની આશા રાખવી એ નિષ્ફળછે માટે વિદ્વજનોનો ધર્મછે કે વિદ્યોતેજક કાર્યમાં સહાય થઈ બનતો આશ્રય આપવો.

કાવ્ય શાસ્ત્ર વિનોદમાં, કાલ સુજ્ઞનો જાય;
વ્યસન ઊંધને કલહમાં, મૂર્ખતણો ખોવાય.

**किमधिकम् शुज्ञेषु.**

૪૨૨૨૨

# પ્રસ્તાવના.

ગૌરક્ષા કરવી એ માણુસ માત્રનો ધર્મ છે, ને ગૌનું રક્ષણ કરવાથી દેશને અને રાજા પ્રજાને સરખો લાભ છે. માંસ મનુષ્યનો અહાર નથી અને માંસ નહીં ખાવો અર્થાત ખાવાવાળો નરકે જશે એવી સર્વ શાસ્ત્રની આજ્ઞા છે. હિન્દુ ધર્મમાં માંસ ખાવો એ પાપ છે, એ વાત વગર તકરારે સર્વને કબુલછે. પણ ખ્રિસ્તી શાસ્ત્ર અને કુરાને શરીફમાં મ્રુણુ મને કરેલું છે ને ખુલ્લું લખેલું છે કે માંસ ખાવાવાળાં પરમેશ્વરના કોપને પાત્ર થશે. ખ્રિસ્તી શાસ્ત્ર તથા કુરાને શરીફનાં કેટલાંક પ્રમાણ આ ઠેકાણે આપવાં દુરસ્ત ધારેછે જે વિચારવાન પુરૂષો લક્ષમાં લઇ માંસાહારનો ત્યાગ કરી પવિત્ર થશે.

Michah chap II. 2 to 5th para Who hate the good and love the evil; Who pluck off their skin from off them, and their flesh from off their bones; Who also eat the flesh of my people and flay their skin

from off them and chop them in pieces as for the pot and as a flesh with coldrow; then shall they cry unto Lord but he will not hear them, He will even hide his face from them at that time as they behaved themselves ill in their doings.

અર્થ—જે સારાને ધિક્કારેછે, અને બુરાની પ્રિતી કરેછે; જે તેના હાડકાં ઉપરથી માંસ અને તેનું ચામડું કાહાડે છે; જે મારા રચેલા ઉપયોગી પ્રાણીનું માંસ ખાયછે અને તેનું ચામડું તેની ઉપરથી ખેંચી લેછે; અને જે તેઓનાં હાડકાં ભાગી બારીક કરેછે અને તેઓને જુદાં કરીને પોતાનાં વાસણ માટે. ( એટલે પકવવાને માટે ) "અને જેવા કે માંસ જે વાસણમાં છે" અર્થાત્ તે જેમાં પકાવેલું છે, મરવા પછી તેઓ પરમેશ્વરની આગળ રડશે, પણ તે તેઓનું સાંભળશે નહીં, અને તેજ વખતે પોતાનું મોહું છુપાવશે કારણ કે તેઓ ખરાબ રીતથી વર્ત્યા છે.

Genesis chapter I. ph. 9 and God said behold. I have given you every herd bearings seed which is upon the face of all the earth, and every tree, in which, is the fruit of a tree yielding seed ; to you it shall be for meat.

**અર્થ**—ઇશ્વરે કહ્યું લ્યો મેં હરએક બીજધારી શાક-ભાજીને જે સારી પૃથ્વિ ઉપરછે, અને હરએક ઝાડ જેમાં ફળ છે જે બીજ ઉત્પન્ન કરેછે તમને આપ્યાં તે તમારે ખાવાને માટે થશે. અર્થાત્ માંસ નહીં ખાતાં ભાજીપાલો ખાઓ.

જુવો સુરા ઊલ્માયદ સીપારા ૪ મંજલ ૨ આયાત ૩

યા યોહલ્લજીના યામનૂલા તક્તોલુસ્સસેદા વ અન્તુમ હુરૂમ વ મનકાતાઃલાહુ મિન્નકુમ મુતઅ-મ્મેદન ફજ્જાઊન્ મિસલોમાં કતલઃમેન્ન ના આમે યાકોમોઃ બેહી જવાઅદલિમ મિનકુમ હદાયન્ બા-લેગલ્ કાવતે ઔ. કફ્ફારાતુન્ તઆમો મસાકીના

ઑા અદલો જાલેકા સ્યામક્ષે યજ્ને કોવ વાલા અમ-
રીહ આફ્લા હો અમ્માં સલફ વ મનઆદા ફ્યનત્
કે મુલ્લાહો મિનહો વલ્લાહો અજીજુન્ જુનતકામ.

**અર્થ**—એ ઈનામવાલો ન મારો શિકાર જિસ વક્તકિ તુમહો અહરામમે (મક્કે) ઔાર જો કોઇ તુમમેં ઉસ્કો મારે જાનકર તો બદલા હૈ ઉસ મારકે બરાબર મવેશી મેંશે દોકી ઠહરાવેં દો મોતબર તુમ્હારે કિ ન્યાજ પહુંચાવે કાબેતક યા ગુનાહકા ઊતાર હૈ કઈ મોહતાજ કાખાનાં યા ઉસકે બરાબર રોજી કિ ચકખે સજા અપને કામકે અલ્લાને મુવાફ કીયા જો હો ચુકા ઔાર જો કોઇ ફીરેગા ઊસસે બૈર લેગા અલ્લા, ઔાર અલ્લા જબરદસ્ત હૈ બૈર લેનેવાલા.

એ વીગેરે બાઇબલ તથા કુરાન સરીફના ઘણા પ્રમાણો છે કે માંસ નહીં ખાવો પણ વિસ્તારના ભયથી અત્રે લખી શકતા નથી વિદ્વાનો આટલાથીજ સમજી લેશે.किमधिकम् शुज्ञेषु.

---

# ॥ ओ ३ म् ॥

## ગાય પરમેશ્વરની પ્રાર્થના કરેછે.

### દોહરો.

સનમુખ ભારત વાશીના, યવન મારે છે માર;
ત્રાહી ! ત્રાહી ! કરૂં છું અરે સુણે ન કોઇ પુકાર.

### નારાચ છંદ.

અહો દયાળુ ઈશ શીષ નામી વંદના કરૂં,
કરૂં ન કામ અન્ય મંન ભક્તિ ભાવમાં ધરૂં;
ધરે જો આશ અન્ય પૅાસ શું મળે મરે મથી,
કૃપા કરી ઉતાર પાર તાર આ ભવાબ્ધિથી. ૧
પ્રભુ કૃપા થકીજ શુભ રાજ્ય આજ પામીયાં,
કુટીલ જોર ચોરનાં કરોડ દુ:ખ વામીયાં;
યથેચ્છને સ્વતંત્ર ગાન તાનમાં સહુ રમે,
દુ:ખી છીએ ભવાબ્ધિમાં અમેજ એક આ સમે. ૨
ન્યાય ન્યાય ન્યાય થાય જાય પંથ પાંસરે,
સરે સહુના અર્થ ને સમર્થ દીનથી ડરે;
ડરે ન વ્યાઘ્રથી અજા મઝાથી હાર લૈ ભમે,

દુઃખી છીએ ભવાબ્ધિમાં અમેજ એક આ સમે. ૩
ધરે સુરીતી નીતી પ્રીતી ભીતી નાહીં કોયને,
અનેક દુઃખ મુક્ત થઈ ફરે બહુ ખુશી મને;
મને નહીં ઉચાટ વાટ ધાટ ઠાઠથી જમે,
દુઃખીછીએ ભવાબ્ધિમાં અમેજ એક આ સમે.૪
કુઢંગી રાજ્ય નીતીનાં પ્રબંધ દુષ્ટ જે હતાં,
થતાજ કર્ણ શાદ યાદ બંધુ વર્ગ કાંપતાં;
પતાવી વૈર્ય ભાવને પરસ્પરે સહુ નમે,
દુઃખીછીએ ભવાબ્ધિમાં અમેજ એક આ સમે. ૫
ગરીબ રંક દીન જાણી વાણી મારી સાંભળો,
નથીજ વ્યર્થ અર્થ શાસ્ત્રના પ્રમાણથી ફળો;
ફલાદિ અન્ન દુગ્ધ ઘી દધી દઇ પીડા ખમે ?
દુઃખીછીએ ભવાબ્ધિમાં અમેજ એક આ સમે. ૬

હે ! પરમેશ્વર ! તે માણસોને જે કે ઘણા ઉત્તમ થઇ ફરે છે તેને શું થઈ ગયું ! શું તે લોકોની બુદ્ધિ ઉપર પડદો પડ્યો છે ? ખેર. તે લોકોની જે દશા થઈ તે થઇ પરંતુ મને ઘણો શોક પ્રાયઃ એ યુરોપિયન લોકોની બુદ્ધિપર છે કે

એ લોકો દેશોન્નતિ અને પરોપકારના કામમા પ્રસિદ્ધ છે અને પોતાના દેશ તથા પ્રજા પાલનમાં સદા તત્પર રહેછે. હજારો ગાઉની વસ્તુઓને દેશોન્નતિ સારૂં મંગાવે છે; તોપણ અમે ગરીબોના પ્રાણ લેવામાં મૂર્ખોની પેઠે તથા પક્ષપાતિઓની તરેહ લાગ્યા રહેછે. જો કે મને પ્રજાની સુખદાયક જાણીને પણ મારા પ્રાણ બચાવતા નથી.

હે ઈશ્વર! શું એ લોકો નથી જાણતા કે દેશોન્નતિનો મુખ્ય ઉપાય ખેતી છે? ખેતી થવાથીજ સંસારની ઉન્નતિ થાય છે. ખેતી થવાથીજ રાજ્યનો ખજાનો સ્થિર રહે છે, ખેતીની ઉપજથીજ રાજ્યનું લશ્કર રહી શકે છે. અને ખેતીના પાકથી સર્વ પ્રજામાં ઉત્સાહ રહે છે; અર્થાત્ ખેતીથીજ પ્રજા ઉત્પન્ન થાય છે.

**बहू कथनेन किं** સર્વે પ્રપંચને ખેતીએ સંભાળી રાખ્યા છે. જો એક અથવા બે વર્ષ ખેતી ન પાકે તો તરતજ દુર્ભિક્ષ (દુકાળ) પડે છે અને સર્વ સંસારમાં બંડ તથા ખળભળાટ થ-

ઈ જાય છે અને બસેર અથવા પાંચસેર અનાજ-ને સારૂં પોતાના વ્હાલા બાળકોને વેચી દે છે. જે ધરતીપર સુનું અથવા કાચની ખેતી કેમ નહીં થતી હોય, અથવા ગુલાબનું ખેતર હોય કે કેસરનું તે પણ ઉજ્જડ દેખાય છે. અને જે ધરતીપર ખેતી નથી થતી તે જગ્યાનો રાજા પણ સદા કંગાળ રહે છે, અને પ્રજાની સદા દુર્દશા થાય છે. મતલબ કે, સર્વ જગતમાં સુખનું મૂળ ખેતી જ છે. હે દયાનિધે ! આ વાત સૌ કોઇ જાણે છે કે ખેતી મારા સંતાન વના થઇ શકે નહીં. તથાપિ મારા ઉપર દયા લાવતા નથી, હે ઇશ્વર! હુંજ ખેડુતોના ઘરની પ્રકાશક છું અર્થાત્ મારા બાળકોના હોવાથી ખેડુતોના ઘરમાં અજવાળું છે. મારાથી ખેડુતોની આબરૂ સંસારમાં છે. જે ખેડુતના ઘરમાં મારા બાળબચ્ચાં હોય તેજ ચિત્ત પ્રસંન થઈને ખેતીવાડી કરે છે; તથા સેઠ સાહુકારની દુકાનેથી અન્ન તથા રૂપીયા તેનેજ મળે છે. હે કૃપાસાગર ! હું શું શું ઉપકાર આ દેશને તથા ખેડુતોને નથી પહોચાડતી ? નોકરતો,

મજુર કે ખેડુત આખો દિવશ મજુરી કરીને થાક્યા હાર્યા રાત્રે પોતાને ઘેર આવી મુડદાની પેઠે સુન્ય થઇ પડી રહે છે પણ તે વખત જો મારૂં શેર અથવા અડધો શેર ગરમ ગરમ દુધ પીએ તો તરત હોંશિયાર થઈ જાય છે. અને રોટલી, ખીચડી, ચોખા આદિ સર્વ પ્રકારના ભોજનમાં મારૂં ઘી, મારૂં દહી મેળવીને સર્વ લોક ખાય છે; પરંતુ વિચારતા નથી કે મારા દુધમાં શું શું સ્વાદ નથી ? જેના ઘરમાં ઘી દુધ નથી હોતું તે પણ વેચાતું લાવીને ખાય પીએ છે. એવો કોઈપણ માણસ નહીં હશે જે કે મારૂં ઘી ખાધા વિના રહ્યો હોય અથવા ખાવાની ઇચ્છા નહીં કરતો હોય; ઓષડોમાં પણ ભેંશ વગેરેનું દુધ કામમાં નથી આવતું. મારૂં ઘી, દુધ, તથા માખણ હકીમ, વૈદ, અને ડાકટર લોક પણ પસંદ કરેછે અને રોગી માણસ પણ મારા દુધ તથા ઘીથી આરોગ્ય થાય છે; અને રાજાથી લઈને રંક સુધિને મારાથીજ લાભ પ્રાપ્ત થાય છે, અને જેટલા ઉત્તમમાં ઉત્તમ પદાર્થ છે તે મારા ઘીથીજ

બની શકે છે. એ પ્રકારે અનેક ફળની આપવા
વાળી હું છું.

હવે મારા સન્તાન (બળદ) થી જે જે લાભ થાય છે તે મન તથા કાન લગાડીને સાંભળો,

રથ, ગાડી, કોશ આદિમાં માણસો તેને જોડીને ચલાવે છે અને લાખો મણ અન્ન તથા ચારો આદિ એક જગ્યાથી બીજી જગ્યાએ લઇ જઈ શકે છે અને એજ લોક જે કૃતઘ્ન થઈને છુરી લઇને પ્રાતઃકાળથીજ અમારા ઉપર ચઢાઈ કરે છે અને આવા આવા અમારા મહાન્ ગુણોપર જરા ધ્યાન આપતા નથી, હજારો રૂપૈઆ હમારે લીધે તેઓને મળે છે. અને ખેતરોમાં અનાજને પાણી પાવા માટે કુવાપર મારા બાળકને જોડે છે તે એક દિવસમાં લાખો મણ પાણી ખેંચી ખેડુતોનું ખેતર ભરી દે છે. હું સાચી વાત કહું છું કે જો મારા પુત્રપરીવાર નહીં હોય તો એક પણ માણસ ખેતી કરી શકે નહીં અને સર્વ પ્રાણી દુઃખી થઇને ભૂખથી મ-

રી જાય. ભલા વિચાર કરો ! કે પ્રથમ હળે જોડાય પછી કુવામાંથી પાણી કાઢી ખેતીને સીંચે વળી અનાજ કાઢવાને માટે મોટી ખળીમાં ચક્કર ખાય. જયારે અનાજ નિકળે ત્યારે ગાડીમાં ભરી ઘર સુધી લાવે. હવે જુવો કે મારા છોકરા સિવાએ કોઈ પણ કામ માણસ કરી શકે છે ? કદી નહીં. જે જે લાભ હું તથા મારા સન્તાનથી માણુસોને થાય છે તે સૌ જાહેર છે. જગદિશ્વર ! તે માણુસોના વિચીત્ર ચરીત્ર જોઇને જીવ ઘણોજ કાંપે છે કેમકે એ દુષ્ટો એક તરફ મારૂં સન્માન કરતા જાય છે, ઘણાઓને મેળાઠેળામાં મારા ઉત્તમ સન્તાન લાવવાવાળાને ઇનામ અપાવે છે; અને સારા ગાય, બેલ, વેચીને ખેડુતો મન પ્રસન્ન કરેછે. અને બીજી તરફ વિક્રાળ હથિયાર હાથમાં પકડી મારી ગરરદન કાપવાને ફરેછે.

હે દયાનિધે ! એ કૃતઘ્નિઓના હૃદયમાં જે મજબુત અંધકાર છવાઈ રહ્યો છે તેને આપની કૃપાદ્રષ્ટિથી દૂર કરી દ્યો, જેથી એ મને તથા

મારા બાળકોને મારે નહીં. મને નહીં મારવાથી એને શું હાનિ છે! અરે ઉલટો લાભ છે. કેમકે મારા સન્તાનની વૃદ્ધિ થવાથી દરેક ઘર દુધ તથા દહીંથી ભરેલા દેખાય. અને ખેડુતોને જે આજ કાલ રોગ તથા દુઃખ થઇ રહ્યાં છે તે કદિ નહીં થાય અને અનેક માણસ જે બળદો નહીં મળવાથી નિર્ધનતાના કારણે ખેતી કરી શકતા નથી તે પણ કરી શકે અને સર્વ પ્રજા અતિ આનંદિ થઇ જાય આખા દેશમાં સોનું રૂપું દેખાવા માંડે. દિન પ્રતિદિન જે ઉપદ્રવ ઘર ઘર ઉત્પન્ન થાયછે તે કદાપિ નહીં થાય. હે ઇશ્વર! એ મુગ્ધોને મારા માંસમાં એવો શું રસ મળ્યોછે કે જે મારા દુધ દહીંથી અધિક હોય? ! હાય! હાય! એ માણસ પણ મહા નિર્દય તથા કઠોર હૃદયના છે. પોતેજ એમ લખેછે કે ગાયનું માંસ અનેક રોગોની ખાણ છે. અને પોતેજ સૂર્યનો ઉદય થયા પહેલાં હજારો ગાય બળદોપર તિક્ષણ છરા લઇ લઇને તૈયાર થઇ જાયછે અને હમારા જીવ લઇને પાછા ફરેછે. હે અનંત! હે દયાળુ! હે

ન્યાયશીળ ! એ અન્યાઈઓના મનમાં પ્રેરણા કર કે એ મારા લાભની તરફ દ્રષ્ટિ કરે અને મારા મરવાથી જે જે હાનિ થાયછે તેનો વિચાર કરે. એમ તો મુસલમાન પણ મારા મહા શત્રુ છે પણ અંગ્રેજ તો એથી પણ વધતા નિકળ્યા ! ! દરરોજ દરેક શહેરમાં દરેક છાવણીમાં હજારો પશુઓના પ્રાણ લીધા વિના નથી રહેતા. શું બીજું કંઇ મારા શિવાય એને ખાવાનું નથી મળતું.

હે પરમાત્મા ! મારો પોકાર શ્રવણ કર, અને મુજ નિર્બળ અવાચકપર દયા કર. હે ઇશ્વર ! કૃપા કરી એ રાક્ષસી બુદ્ધિવાળામનુષ્યોને દયા અને સુબુદ્ધિની મતી આપ કે જેથી એ સૌ એક મત થઈ મારા પાલણ પોષણનો પ્રયત્ન કરે અર્થાત મને મારવાથી ઉદાશ થઇ જાય. ભલા એવો પણ કોઈ જગતમાં હશે કે જે પોતાના હિતકારી મિત્ર સુભચિંતક અને વિશ્વાસ પાત્રનો વધ કરીને પ્રસન્ન થતો હોય ? નહીં ! નહીં ! કદાપિ એવો કોઈ પણ નહીં હશે.

• હે કૃષ્ણ ! મને રાક્ષસોના અત્યાચારથી દુ:ખી

થતી મુકીને તમે ક્યાં જતા રહ્યા ? અરેરે, મારો રોજ નાશ થતો જાય છે ! સો ભાગમાંથી નાશ થતાં હવે એક ભાગ બાકી રહ્યો છે. હાય ભારતવાસીઓ ! તમે કેવી આલસ્યરૂપી પીછોડી ઓઢીને ઘોર નિદ્રામાં સુતા છો; હે વિચારવાન તથા બુદ્ધિવાન ગ્રહસ્થો ! કેમ પોતાના પૂર્વજોને કલંક લગાડવાને ચાહો છો. હાય ! જ્યારે મારા ઉપર કાંઇ પણ જુલમ નહીં થતો હતો ત્યારે તમે પણ મારૂં પાલણ પોષણ કરતા હતા. અરે દુખીયાને જોઈને તો બધાને દયા આવે છે છતાં તમે તો મારા પુત્રજ છો; એક હજાર વર્ષ પહેલા તમે મારૂ પાલણ કરવું એ સર્વોત્તમ ધર્મ સમજતા હતા; હવે કેવી તમારી ધર્મનિષ્ઠા ભિન થઇ ગઇ છે. અરે જ્યારે હું ઘણા દુઃખના ચક્રમાં આવી ત્યારે તમે પણ મને છોડી દીધી અર્થાત્ મારૂં પાલણ કરવામાંથી તમે પોતાનું મોં ફેરવ્યું. અરે નિર્દયી હું તમારી સામું કેટલું દુઃખ પામું છું ! પ્રાચીન દયાળુ સ્વભાવ તથા પ્રતાપ ક્યાં જતો રહ્યો અરે તમે તો મારા દુશ્મનોને મદદ કરવામાં તથા તેનું પાલણ કરવામાં તૈ-

યાર થઈ રહ્યા છો. હાય તમે તો મારો તીરસ્કાર કરી દીધો? અરે આર્યો તમારા વગર હવે કોને આ-સરે જાઊં કે જેઓ મારી આવી ખરાબ હાલતથી દુઃખી થતી મને બચાવે. અરે આજે મારૂ તે માન તથા પુજ્ય ભાવ ક્યાં જતો રહ્યો? હાય! આ દુઃખ મારા ઉપર ક્યાંથી આવી પડ્યું! અરે પુત્રો! ક્યારે તમે મારૂ દુઃખ મટાડવાનો પ્રયત્ન કરશો! અરે ક્યારે તમે મારા અંતરના દુઃખને સાંભળશો ?! અરે કોણે તમને આવા નિર્બળ કરી નાખ્યા! કોણે તમારા સર્વ સુખ સંપતિ બ્રહ્મચર્ય આદિ આશ્રમ નષ્ટ કરી નાંખ્યા! અરે કયા દુષ્ટે તમને દારૂ પીવો તથા માંસ ખાવો અને વ્યભિચાર કરવો સીખાવી દીધો? હાય હાય! હું યવનોના હાથમાં ગયેલી બુમે બુમ પાડીને રડું છું! હે પુત્રો! તમે ક્યાં જતા ર-હ્યા હવે કોને મારા બચાવ માટે બોલાવવો! તમે નો તમારા કાનમાં લુગડાનો ડુચો દીધો. અરે જ્યારે મારો નાશ થઈ જશે તો પછી તમે કોને ગૌમાતા કહીને બોલાવશો? મારા વિના વૈતરણીપાર તમને કોણ ઉતારશે ?

હે કરૂણા નિધે! આવે અવસરે જો તમે સાહ્ય નહીં કરશો તો પછી બીજા કયા સમયપર કરશો. અરે પુત્રો! તમે કેમ અઘોરનિદ્રામાં સુતા છો, હવે હું કોને આશરે જીવીશ. અરે નહીં માલમ કે તમારાપર કેવા કેવા દુઃખો ભવિષ્યમાં આવનારછે; હજુ પણ વિચાર કરવાનો વખત છે. વિચારી જુઓ કે મારી હત્યાથી તમારા ઉપર કેટલા દુઃખો આવી પડ્યાં છે. તમારા મન કઠોર! એવા કઠોર થયા છે કે મુજ નિર્બળ ઉપર પણ તમને દયા નથી આવતી. અરે પ્રાણાન્તનો ક્લેશ પહાડ જેવો મુજ અનાથપર ક્યાંથી આવી પડ્યો! મને આ મહા કષ્ટથી બચાવવાનો ઉપાય કેમ નથી કરતા; તમે આવા બળહિન કેમ થઇ ગયા, તમારી બ્રહ્મવિદ્યા શાસ્ત્રવિદ્યા કળાકૌશલ્ય ઇત્યાદિ તમારી નાનાવિધ ઉત્તમ વિભુતી ક્યાં ગઇ? હાય તમે એવા કમનશીબ થયા કે કંઇ પણ ન રહ્યું! અરે પુત્રો! તમે ચક્રવર્તિ રાજા કે'વડાવતા હતા, તે તમારા રાજપાટ ક્યાં જતા રહ્યાં, અને તમારા ગળામાં ગુલામગીરીનો પટો ક્યાંથી આવી પડ્યો.

અરે તમે પોતાના પૂર્વ બળને કેમ યાદ નથી કરતા ! હાય પુત્ર ! આ ગુલામગીરીને ક્યારે છોડશો. તમારી ગુલામગીરીને લીધે મારા વંશનું નિકંદન થયું. હવે કેવળ મૂળ માત્ર બાકી રહ્યું છે. એવા સમયપર જો તમે મારૂં રક્ષણ નહી કરશો તો નક્કી જાણો કે અંતે તમારા દુઃખનો પાર રહેશે નહીં. અરે મારાથી વધારે કોણ અભાગણી હશે કે જેની સેવ ! પોતાના પુત્રો છોડી દે. અરે પુજા ગઇ, ! પ્રતિષ્ટા ગઈ ! મારો કરેલો ઉપકાર ગયો, તો ગયો પણ ઉલટાં મને મારવા માટે શેહેરે શેહેરમાં મકાનો બંધાઈ ગયાં ! હાય તમારી નિર્બલતાને કારણ મારા ઉપર દીનપર દીન જુલમ વધારે થતો જાય છે. હવે મેં નક્કી જાણ્યું કે મુજ અનાથ ઉપર મહા પ્રલયનો વખત આવી ગયો. અરેરે આ કેવો કાળ વિપ્રિતછે કે જેના પુત્રો માતાની સેવા ચાકરી નથી કરતા. હે ઈશ્વર ! મુજ ગરીબ અનાથપર કૃપા દૃષ્ટિ કર અને મારા પુત્ર ભારત વર્ષને અવિદ્યારૂપ ઘોર નિદ્રામાંથી ઉઠાડ કે જેનાથી મારા પ્રાણ બચે અને તેમનું કલ્યાણ થાય.

હે આર્યો હું અનુમાન કરૂં છું કે આ પ્રમાણેજ મને મારી ખાવામાં આવશે તો કાલક્રમે મારો સમુળ નાશ થશે. અને જ્યારે સમુળ નાશ થશે ત્યારે કેવો ભિષમ દુષ્કાળ પડશે તેનો વિચાર તમો લાંબી નજરે કરો. જુવો કે ઇશ્વર ઇચ્છા પ્રમાણે વરશાત વરસશે પણ અનાજ પાકશે નહીં તો શું ખાઇ જીવશો; કારણ કે આખા આર્યવર્ત (હિન્દુસ્થાન) નું જીવન ખેતીવાડી છે, અને તે ખેતીવાડી બળદો શીવાય થતી નથી, અને એ બળદો મારા શીવાય કોઇપણ જનુની કુખે ઉત્પન્ન થતા નથી. ત્યારે વિચાર કરો કે મારો સમૂલ નાશ થશે ત્યારે ખેતિ ક્યાંથી થશે, ને ખેતી કરવાનું સાધન નહી તો પછી પાકશે પણ શું ? એટલે નક્કિ થયું કે છતે વરશાદે દુકાળ પડશે અને તે દુકાળ મટાડવાને ઉપાય તમારા હાથમાં નહી રહેશે એટલે ભુખના દુઃખથી કંટાળી–પીડાઇ તમારો વંશ વિચ્છેદ જશે. માટે હે આર્યપુત્રો જો તમે તમારૂંજ ભવિષ્યમાં કલ્યાણ ઈચ્છતા હોવ તો મારૂં રક્ષણ કરી મને બચાવો. મારા બચાવ વીના

તમારૂ ભલું થવાનુંજ નથી. જુવો મારા મરવાથી ઘીઈ તથા દુધ કેટલું મોઘું થઇ ગયું ?

વિચાર કરો કે આજ કાલ તમારા ઉપર કોલેરા, ક્ષય, રક્તપિત, વિર્યદોશ અને કલેજાન દરદો કેવા શખત હુમલા કરેછે. અને આગળનાં કરતાં એ રોગો કેટલે દરજજે પોતાનું જોર અજમાવેછે; તેનું કારણ તમે એમ નહીં જાણશો કે કંઈ બીજું હશે; તેનું કારણ માત્ર મારો વધ (હત્યા) છે. જુવો કે તમારા શાસ્ત્રમાં લખ્યું છે કે

યજ્ઞથી શુદ્ધ વૃષ્ટી થાય–શુદ્ધ વૃષ્ટીથી શુદ્ધ વનસ્પતિ, ઔષધિ. અન્ન તથા ફળાદી પાકે અને તેથીજ મનુષ્યમાં બળ, બુદ્ધિ, પરાક્રમ અને આરોગ્યતા વધી માણસ દીર્ઘાયુ થાય. પણ શાસ્ત્રમાં કહેલા ઘણા પ્રકારના યજ્ઞમાંથી એક પણ પ્રકારનો હાલમા થતો નથી, અને થાય છે તેમાં હિંશા ! એટલે જે પ્રયોજને થવો જોઇએ તે પ્રયોજન સચવાતું નથી. જ્યારે રાતની મળમૂત્રથી બગડેલી હવાને શુદ્ધ કરવા પ્રાતઃસંધ્યા વૈષ્વ

દેવાદી કર્મો કરવા જરૂર છે અને દિવસની બગ-ડેલી હવાનો શુદ્ધ કરવા સાયંશંધ્યા હવન કરવો જોઈએ; તેમજ અન્ય કારણોથી બગડેલા પવન અને મેઘ મંડળને શુદ્ધ કરવા મોટા યજ્ઞો થવા જોઇએ ત્યારે હવા શુદ્ધ થઈ શુદ્ધ વૃષ્ટી થાય; ને ઉપર કહ્યા પ્રમાણે બળ, બુદ્ધિ, વિર્ય, વધી મહા ભયંકર રોગનાં મૂળ આ દેશમાંથી શમૂળ ઉખડી જાય. પણ ખરી વાત કે યજ્ઞ થાયજ શાનાં! કા-રણકે યજ્ઞનું આહુતી આપવાનું મુખ્ય દ્રવ્ય જે ગાયનું ધી તેતો આજે શોધ્યું પણ મળતું નથી કોણ એવી હીમ્મત ચલાવી છાતી ઠોકિ જવાબ આપશે કે કોઇ શુભ કાર્યમાં મારૂં (ગાયનું) ઘીઈ પાંચ દશ મણ થોડા શમયમાં એકઠું કરી રાકીશ; આ કાળમા દશ મણ ગાયનું ઘીઇ એકઠુ કરવાને કોઇજ શક્તિમાન નથી. તો ભાઇઓ વિચાર કરો કે હાલમાં આટલો અભાવ થયો છે તો આગળ જતાં દશ તોલા ઘીઈ કોઇ ઓષડમાં જોઇશે તે પણ મળવાનું નથી. અને અંતે તમારી કેવી દુર-દશા થશે તે કહેવાને મારી જીભમાં શક્તિ નથી.

હે મુસલમાન મહમદી ભાઇયો હે પારસી શેઠીયા- ઓ, હે અંગ્રેજ રાજ્યાધિકારી મહા પુરૂષો; આપે એમ નહીં વિચારવું કે ગાયનો બચાવ કરવાથી હ- મને શું લાભછે ? ગાયને ખાવાથી હમને શું નુકશાન છે. ? પણ યાદ રાખો કે તમે સર્વ હવે આ દેશનાંજ રહેવાશી થયાછો, તમને આ દેશ વિનાં હવે જરા પણ ચાલે તેમ નથી, આ દેશ વીના તમારો કાર વ્યવહાર ચાલવો દુઃકર છે. અને આ દેશની દુર- દશા સાથે આપની પણ દુરદશાજ સમજવી. કા- રણ કે મુસલમાનોથી હવે અર્બસ્થાન-પારશીઓ થી ઇરાન કે અંગરેજોથી યુરોપમાં જવાવાનું ન- થી. તમો લોકોને એવો ધાડો સંબંધ બંધાયો છે કે પ્રણાંત્ત સુધિ આ દેશને છોડાશે નહી. ત્યારે જરા લાંબી નજરથી વિચાર કરો કે મારા નાશ- થી ઉપર પ્રમાણે ગેરફાયદા થાય છે ને દેશ પા- યમાલ થાય તો શું તમોને તેથી હાની નહીં થાય ? નકી થાયજ. માટે હે વિચારશીળ મહાનુભવો ! વિચાર કરો વિચાર કરો. અને તમારી યથા શક્તિ તનબળ મનબળ અને ધનબળથી મારૂ રક્ષણ કરી

મને બચાવો. જ્યાં સુધી મને બચાવશો નહીં ત્યાં સુધી તમે ગમે તેવા ઉમરાવની પદવી ભોગવશો પણ ભીતરનો શડો અંતે ભારતવર્ષરૂપ કલ્પ વૃક્ષનો સમૂલ નાશ કરશે અને પછી આપ લોકો પસ્તાશો માટે ચાંપના-તાકીદે ઉપાય લઈ જેમ બને તેમ મને બચાવો જેથી તમારૂ કલ્યાણ થાય. જુવો એક આંબાનાં ફળતાં ઝાડને કાપી બાળવાનાં કામમાં વાપરવાથી કેટલો ફાયદો થાય. અને તેને અનામત રાખી તેનાં ફળ ખાવાથી કેટલો ફાયદો થાય? અરે જરા તો વિચાર કરો! કે જેટલાં ગુણ કલ્પવૃક્ષ માટે કહેલા છે તેમાંથી મારામાં કયા ન્યુન છે. કલ્પવૃક્ષની પેઠે મારાથીજ તમે વાંછીત ફળને પામો છો. મારાથીજ બધો લીલાલ્હેર છે, મારાથીજ સુખ વૈભવ છે, અને મારાવડેજ આખા દેશનું અરે મને ક્હેવા દો કે આખી પૃથ્વીનું પોશણ થાયછે. તો ભાઇઓ મારા જેવું કલ્પવૃક્ષ તમે ક્યાંથી લાવશો! જુવો મારા જેવી એક ગાયના મરવાથી કેટલું નુકશાન થાયછે અને શરાશરી આખા દેશમાં (હીંદુસ્થાન) માં દરવર્ષે એક લાખ ગાય

મરે છે તેનાં હીશાબનાં આંકડા તપાશી જુવો કે તમારા અંતઃકરણ ઉપર મિથ્યાભિમાન અને બેદરકારનો પડદો પડેલો છે તે ઉચકી જાય-છેલે મારી એજ પ્રાર્થના છે કે હીંદુ, મુસલમાન, પારસી, સાહેબો એ મારો તનમન, ધનથી બચાવ કરવો અને પરમકૃપાળુ માહાંમાંતુશ્રી શ્રી વીકટોરીયા તથા તદાજ્ઞાનુંશાર વર્તતા રાજ્યકર્મચારી પુરૂષોએ પોતાના રાજ્ય બળથી મારો બચાવ જરૂર કરી મને મૃત્યુનાં ભયંકર દુઃખથી છોડાવી ભારત વર્ષને અવનતી કુપમાં પડતું બચાવશો. હવે જરા લક્ષ દઇ આપ લોકો નીચેના કોઠા ઉપર ધ્યાન પોચાડશો જેથી આપનાં લક્ષમાં સહજ આવશે કે દીન પ્રતિદીન ભારત વર્ષ કેટલા ખાડામાં પડતું જાયછે અને એ હીસાબે થોડા કાળમાં કેવી દુરદશા થશે તેનો વિચાર કરશો.

# એક ગાયનાં નાશથી તેની પાંચ પેઢીના હીસાબે કેટલું નુકશાન થાય છે.

## દુધનો હીસાબ.

| પેઢી. | ગાયની સંખ્યા દુઝણી ગાયો. | તેમનું માસિક દુધ રોજનું સરાસરી શેર ૫ લેખે. | તેમનું વાર્ષિક દુધ. | તેમનાં જીંદગીમાં દુધની-જીંદગીની સરાસરીવર્ષ૧૨ની | તે દુધનાં કીમતનો અડસટો મણ ૧ ના રૂ૨॥ લેખે. |
| --- | --- | --- | --- | --- | --- |
| | | મણ. | મણ | મણ. | રૂા. |
| ૧ | ૧ | ૩॥ | ૪૨ | ૫૪૦ | ૧૩૫૦ |
| ૨ | ૬ | ૨૨॥ | ૨૭૦ | ૩૨૪૦ | ૮૧૦૦ |
| ૩ | ૩૬ | ૧૩૫ | ૧૬૨૦ | ૧૯૪૪૦ | ૪૮૬૦૦ |
| ૪ | ૨૧૬ | ૮૧૦ | ૯૭૨૦ | ૧૧૬૬૪૦ | ૨૯૧૬૦૦ |
| ૫ | ૧૨૯૬ | ૪૮૬૦ | ૫૮૩૨૦ | ૬૯૯૮૪૦ | ૧૭૪૯૬૦૦ |
| | ૧૫૫૫ | ૫૮૩૨॥ | ૬૯૯૭૫ | ૮૩૯૭૦૦ | રૂા.૨૦૯૯૨૫૦ દુધની કીમત. |

# એક ગાયના નાશથી તેની પાંચ પેઢીના હીસાબે કેટલું નુકશાન થાયછે.

## અનાજનો હીસાબ.

| પેઢી | પેઢીધર બળદોની સંખ્યા. | તેમનાથી ઉત્પન્ન થતા બળદની જોડીની સંખ્યા. | તેમનાથી થતી અનાજની વાર્ષિક ઉત્પત્તિ જોડી ૧ ના મણ ૨૦૦ બંગાલી લેખે. |
|---|---|---|---|
| | | | મણ. |
| ૧ | ૧ | ૩ | ૬૦૦ |
| ૨ | ૬ | ૧૮ | ૩૬૦૦ |
| ૩ | ૩૬ | ૧૦૮ | ૨૧૬૦૦ |
| ૪ | ૨૧૬ | ૬૪૮ | ૧૨૯૬૦૦ |
| ૫ | ૧૨૯૬ | ૩૮૮૮ | ૭૭૭૬૦૦ |
| | ૧૫૫૫ | ૪૬૬૫ | ૯૩૩૦૦૦ |

## અનાજનો હીસાબ.

| તેમની આખી જીંદગી માંજે અનાજ ઉત્પન્ન કરી આપે છે તેની તપસીલ. મેહેનતની જીંદગી ૧૦ વર્ષ. | ઉત્પન્ન થતા અનાજની આમાન્ય કીંમતનો અડસટો મણ ૧ નીરાશ રૂ.૨. |
|---|---|
| ૬૦૦૦ | ૧૨૦૦૦ |
| ૩૬૦૦૦ | ૭૨૦૦૦ |
| ૨૧૬૦૦૦ | ૪૩૨૦૦૦ |
| ૧૨૯૬૦૦૦ | ૨૫૯૨૦૦૦ |
| ૭૭૭૬૦૦૦ | ૧૫૫૫૨૦૦૦ |
| ૯૩૩૦૦૦૦ | ૧૮૬૬૦૦૦૦ અનાજની કીંમત. |
| | ૨૦૯૯૨૫૦ દુધની કીંમત [નુકશાન |
| | ૨૦૭૫૯૨૫૦ એક ગાયનું પાંચપેડીનુ |
| | ૧૦૦૦૦૦ વરસ ૧ની કપાતી ગાયો |
| | રૂ.૨૦૭૫૯૨૫૦૮૦૦૦ |

દર વરસ સરાસરી એક લાખ ગાય હિંદુસ્થાનમાં કપાય છે તો ફક્ત એક વરસની ગાયો ખોવાથી તેનો પાંચ પેહેડીના હીસાબે રૂ ૨૦૭૫૯૨૫૦૦૦૦૦૦) નું નુકશાન ખમવું પડેછે.

## કુંડળીઓ.

હત્યાથી એ ફળ થયું ગયું બુદ્ધિ બળરાજ,
ધીર વીર કાયર થયા બગડ્યાં સઘળાં કાજ.
બગડ્યાં સઘળાં કાજ લાજ તોપણ નહીં આવી,
ધિક મિથ્યા અભિમાન ભાન ખોયું ભરમાવી.
ગયા ક્ષત્રીના રાજય તજની દુર્બળતાથી,
રહ્યું ન કોઇનું માન થયું ફળ ગૌહત્યાથી— ૧

## સવૈયા.

ભાન ગયું વળી માન ગયું અભિમાન ગયું ક્ષત્રી વટનુ,
બ્રહ્મ થયા બ્રહ્મત્વ ગયુ ગૌ–દાન ગયું ગંગા તટનું;
રક્ષક ગયા હિંસક રહ્યા બહુ જોર થયું લાડુ ભટનું,
રક્ષક રક્ષક રક્ષક રક્ષો કાર્ય કરોરે ઉલટનું–૨

## કુંડલિયા છંદ.

પાંમી જન્મ મનુષ્યનો, નહીં પામ્યા શુભ જ્ઞાન;
જર જોરૂ કે જમીનમાં, ભુલી રહ્યા સઊ ભાન;
ભુલી રહ્યા સઊ ભાન, માન ગુમાવ્યું હાથે;
ત્રણ જજ્જામાં એક, કદી નહીં આવે સાથે;
શ્રીમજી એવું સર્વ સુધારો સઊકો ખામી;

કરજો પર ઉપકાર, જન્મ મનુષ્યનો પામી—૩
ખરેખરા સુત માહરા, ઉપજાવે બહુ અન્ન;
તનબલ વાધે તેહથી, રહે ખુશી સઉ મન્ન;
રહે ખુશી સહુ મન્ન, કરે નીજ ધાર્યા કર્મો;
આનંદોચ્છવ કરે, અનુષ્ટાનાદી ધર્મો;
અર્થ સહુના સરે, તરે તે વંશ પરમ્પર;
જગ સુખ કારણ એક, મહેરા સૂત ખરેખર--૪
ઉપકારી પય મુજ તણું, ઘણું ઘણું સુખકાર;
તેજ પુંજ કરી દુખ હરે, કરે શાંતી નીરધાર;
કરે શાંતિ નીરધાર, ધારજો દીલમાં શાણા;
બળ બુદ્ધિ બહુ વધે, રંક રાજા કે રાણા;
પય ઘૃતવિણ નહીં અન્ય, જગતમા કો સુખકારી,
કહો કહોરે હોય–કોય મુજ વિણ ઉપકારી—પ
શત્રુ સાથે જો લડો, રણમાં ધરીને રીશ;
એક ટેક ધરી અરીતણા, શીઘ્રે છેદો શીશ;
શીઘ્રે છેદો શીશ, દીશ દાવાનળ દીશે.
મમતે મંડે સર્વ, ગર્વથી દંતજ પીશે;
તૃણ મુખ શત્રુ ગ્રહે, રીસ તજી કર ઘો માથે,
થાય પરસ્પર સ્નેહ, નમ્યાથી શત્રુ સાથે—૬

શત્રુ મુખમા તૃણ લીધે તરત તજો છો રીશ,
હાડ વૈર વીસ્મૃત થઈ, કર સ્થાપો તસ શીશ;
કર સ્થાપો તશ શીશ, વીશ વસા ગુજારે છો,
હું ખાઉં તૃણ નીત્ય કેમ અવિચાર ધરે છો;
દઉંછું ઘૃત નવનીત કષ્ટ આપત્તિ દુ:ખમાં,
કરો દયા છું રંક અહર્નિશ તૃણ મુજ મુખમાં–૭

## મનહર છંદ.

કરૂંછું કલ્પાંત ધ્યાન ધરૂં છું હું પ્રભુ તણું,
ફરૂંછું ફીકરમાં ઉગરૂં કોઇ રીતથી;
ભરૂંછું ચક્ષુએ આંશું ડરૂં છું હું ઘાતકોથી,
મરૂંછું વગર મોતે ઠરૂં નહીં ચીતથી;
ઉચરૂં છું હાય મુખ જરૂર જતાંજ જીવ,
કપરૂં છે કામ ઠામ નષ્ટ થાય નીત્યથી;
પોકારૂં છું હાય હાય થાય કષ્ટ જીવ જાય,
કશો ન ઉપાય દીશે પાળો કોઈ પ્રીતથી—૮
અરેરે બંધુઓ મારા પ્યારાઓ વિચાર કરો,
નષ્ટ થતાં મુજવંશ કષ્ટ તમ માથે છે;
મુજ પુત્ર ધોરી તેને સંકટમાં જોડી કરે,
હળે બળ જોરી કષિકાર રાશ હાથે છે;

અન્ન ઉપજાવે પાણી કુપમાંથી લાવે વલી,
રથમાં બેસાડી ગાડી દોડે બલ સાથે છે;
મુજ વંશ જાશે અન્ન વિનારે શું ખાશે સૌસુ-
કાશે રાગ રંગ ભરચાં તિવ્રશાસ્ત્ર ભાથે છે—૯.

## લલીત છંદ.

અરર માહરી કેવી થૈ ગતી,
મમસુ પુત્રની મંદ થૈ મતી;
વિણ ધુને અરે પ્રાણ જાયરે,
અ સહ્ય દુ:ખ છે હાય હાયરે—૧૦
ઘૃત દધિ અને દુધ આપવા,
તનથી રોગીનાં કષ્ટ કાપવા;
નિરમિ છે મને જકત માંયરે,
સુખ નહીં મળ્યું હાય હાયરે—૧૧.
અનુપકારી હું કોયને નથી,
ગુણ ઘણા હવે શું કહું કથી;
બદલે ગુણને દુ:ખ થાયરે,
નર કૃતઘ્નિઓ હાય હાયરે—૧૨.
પ્રભુ પરાત્પરા હે દયા ધનાં,
વિભુ વિચારશો કષ્ટ દાસતાં;

અબલ જાતને દે રૂડી ગતી,
વિકલ આરયને પ્રેર શન્મતિ—૧૩.

---

## આર્ય ધર્મ પુસ્તક પ્રશારક મંડલી.

આ મંડલીનો એવો હેતુ છે કે આપણા દેશમાં જેમ ખ્રિસ્તી લોકો ઓછી કિમ્મતે પોતાના ધર્મને પુષ્ટી આપનારાં મોટાં પુસ્તકો બહાર પાડી આપણા દેશી જનોમાં તેનો મ્હોટો ફેલાવો કરે છે. જે વાંચવાથી કેટલાક આર્ય્ય ભાઈઓ સ્વધર્મ ત્યાગી તે ધર્મનુ ગૃહણ કરી, પોતે ફસાઈ બીજાને ફસાવવા પ્રયત્ન કરે છે. તેનું કારણ એજ છે કે પોતે પોતાના ધર્મનું જ્ઞાન નહીં મેળવેલું તેથીજ એમ બને છે. માટે આ મંડલી એવો હેતુ ધરાવે છે કે આર્ય્ય ધર્માનું કુલ–દેશો–જાતિ–તત્વજ્ઞાન–વગેરે બાબતોના યુક્તિ શિદ્ધ પુસ્તકો જેમ બને તેમ ઓછી કિમ્મતે પ્રગટ કરવાં. જેથી સમસ્ત ગુજરાતિ ભાઇઓને દેશનાહાનીલાભનું ભાન થાય. એ વિચારનું આ પુસ્તક જાણે મંગલાચરણ છે. જે વિદ્વ જનોમાં માનનીય ગણાશે.

# નિયમો.

૧ આ સભામાં સભાની સમ્મતિથી એક વર્ષને માટે બે અધિકારી નીમવા તેમાં એક પ્રધાન અને એક મંત્રી, બીજે વર્ષે સર્વાનુ મતે જે નીમાય તે કાર્ય કરે.

(ક) મંત્રીએ પુસ્તકો છપાવવાં, વેચવા હીશાબ રાખવો, વગેરે વ્યવસ્થા કરી સર્વ કામ ઉપર પ્રધાનની સહી લેવી.

(ખ) પ્રધાને મંત્રીના કરેલા દરેક કામની તપાસ રાખવી પોતાની સહી આપવી અને દર વર્ષે રીપોર્ટ બહાર પડાવવો.

૨ આસભામાં દરેક ગ્રહસ્થસભાસદથઈશકશે.

૩ દરેક સભાસદને પ્રથમ નામ દાખલ કરવાને ચાર આના અને તે પછી દર માસે બે બે આના આપવા પડશે.

૪ પુસ્તકો છપાવવા માટે સભાની સમ્મતિ લેવી–વધુ મતે વર્તવુ જો સભાની સમ્મતી શીવાય જે કાર્ય કરે તેના જોખમદાર સભા નથી.

૫ આ મંડલીના સભાશદો તથા ઈતર નાણા સંબંધી મદત કરનારને સભા તરફથી પ્રગ-

ટ થતાં દરેક પુસ્તકોની એક એક નકલ ભેટ મળશે.

૬ છાટકા તથા બદ ચાલનાં માણુસોને સદા એકદમ મંડલી સાથેનો સંબંધ છોડાવશે અને તેનું લીષ્ટમાંથી નામ છેકી નાખશે.

૭ એકી વખતે રૂ. ૨૫ ) આપનાર ગ્રહસ્થને પછી લવાજમ આપવું નહીં પડે. અને જીંદગી સુધીના સભાસદ ગણાશે.

૮ આ નીયમોમાં ઘટતો ફેરફાર જનરલ સભા કોઈપણ વખતે કરી શકશે.

સહી નાથાભાઈ ભાણાભાઈ-મંત્રી.

---

## સુચના.

**મંડલી સાથે પત્રવ્યવહાર કરનારે, નાથાભાઇ ભાણાભાઇ મંત્રી આર્ય ધર્મ પુસ્તક પ્રસારક મંડળી. બીબા શેરીને ટેકરે સુરત. એ નામથી કરવો.**

---

## જાહેર ખબર.

## आर्य धर्म पुस्तक प्रशारक मंडली.

આ મંડલી તરફથી નીચે લખેલા પુસ્તકો નીચે સહી કરનાર પાસેથી અથવા ગોશેવક પંડિત કૃષ્ણદાસ **પુરૂષોત્તમદાસ** જ્યાં ઉપદેશ કરતા હોય તેની પાસેથી રોકડી કીમતે મળશે. ઉધાર મગાવનારને વેલ્યુપેબલ પારસલથી મોકલવામાં આવશે.

### પુસ્તકો.

ઈસુપરીક્ષા, ૩ પાઇ. ગૌવિલાપ, ૬ પાઈ ગૌપુકાર, ૩ પાઈ. ગૌધર્મ વિવેચન ૩ પાઈ. **રમુજે હિકમત.** ૧૨ આના **ઉત્તમસંતતિ શી રીતે ઉત્પન્ન કરી શકાય** ૧ આનો.

એ સર્વ પુસ્તકો વાંચવા લાયકછે. રમુજે હીકમત શીવાય સર્વ પુસ્તકોની દસ નકલ મગાવનારને માત્ર ૬ પાઈ ટપાલ ખરચની વધુ બેસશે.

**(સહી) નાથાભાઈ ભાણાભાઈ.**

મંત્રી આર્ય ધર્મ પુસ્તક પ્રસારક મંડળી.

ઠે. ધીયાશેરીને ટેકરે—સુરત.